સને

૧૮૮૦

ની સાલની

# કાઠીયાવાડ ગાઇડ તથા ડાયરી

काठियावाड गोहेलवाड प्रांतना
वकील रावजी रामजी सावंत

ખનાની છપી પ્રસિધ્ધ કરી.

અમદાવાદમાં

માણેકચોક આગળ કાગદીઓળની સામે શા બલુભાઇ
પુંજાસાના મકાનમાં અમદાવાદ "વિક્ટોરિયા પ્રેસમાં"
શા. મગનલાલ મનસુખરામે છાપી.

સંવત ૧૯૩૬—સન ૧૮૭૯

# પ્રસ્તાવના

ઈંગ્રેજી તથા મરાઠીમાં કેટલીક તહેરની ડાયરી છુટો છપાય છે તે ઉપરથી તેવી એક ડાયરી ગુજરાતીમાં પણ છપાય તો એ ભાષા જાણનારાઓને ઉપયોગી થઇ પડે એવી ઇચ્છા થવાથી મેં આ નાહાનું પુસ્તક તૈયાર કરવા માંડયું અને વીશેષ કરીને કાઠીયાવાડના લોકોને વધારે ઉપયોગી બાબતો તેમાં સમાવેલી છે અને હું પોતે વકીલ હોવાથી એ ચોપડી વકીલોને તથા સાધારણ રીતે કાઠીયાવાડમા ઇનસાફનું કામ શી રીતે ચાલે છે તે જાણવા ઇચ્છનારાઓને ઉપયોગી બાબતો નાખેલી છે.

હાલ આ ચોપડીમાં જેટલી હકીકત છે તે કરતાં પણ વધારે હકીકત દાખલ કરવાનો મારો વીચાર હતો પણ તે સંબંધી કેટલીક હકીકત કેટલાક તાલુકાઓ તરફથી વીનંતી કર્યા છતા નહી આવી પહોચવાથી તેમજ આ બધુ પૂસ્તક છપાવવાની મુદત પૂરી થઇ જવાથી આ ટુંકામાં પ્રસીદ્ધ કરવું પડયું છે તથા છપાવી તૈયાર કરવામાં પણ ધાર્યા કરતાં ઢીલ થઇ છે.

આ પૂસ્તક તૈયાર કરવામાં મુખ્યત્વે કરીને મેહેરબાન ધનજીશા સાહેબની બનાવેલી કાઠીયાવાડ ડીરેકટરીની મદદ વધારે લીધેલી છે માટે તેઓ સાહેબનો આ ઠેકાણે ઉપકાર માનું છું તેમજ કેટલાએક હકીકત મેળવવામાં મારા કેટલાએક દોસ્તોએ પણ સારી મદદ કરેલ છે તેમનો પણ આભારી છું.

આવુ પૂસ્તક જો હરસાલ છપાય તો ઠીક એવી ઇચ્છા જો કાઠીયાવાડની પ્રજાની માલુમ [illegible] તો તેમાં કેટલાએક સુધારો તથા વધારો કરી દરસાલ છપાવવાની મારી ધારણા છે.

આ ડાયરી પ્રજાને ઉપયોગી થશે કે નહી તે તેના ખપ ઉપરથી જણાશે અને જો તે પ્રજાને ઉપયોગી છે એમ મારા ધ્યાનમાં આવશે તો દરસાલ જોઇતો ફેરફાર અને વધારો કરી છપાવવા મારાથી બનતી મેહેનત કરવામાં પાછો રહીશ નહી તેની સાથે તેમાં જોઇતી હકીકત જે આ વખત મને મળી શકી નથી તે હવે પછી લાગતા વળગતા મેહેરબાની કરી આપશો એવો ભરુસો છે પુસ્તક છપાવી બાહાર પાડવાનુ આમ હું પેહેલું પ્રયત્ન છે તેથી તેમાં કાંઇ ખામી જેવુ જણાય તો વાંચનાર સજ્જનો દરગુજર કરશો એવી મારી વીનંતી છે.

રાવજી રામજી સાવંત
વકીલ, ગોહેલવાડ પ્રાંત.
કાઠીયાવાડ

# काठीयावाड एजनसीना मुख्य अमलदार साहेबो

કરનલ. એલ સી. બારટન સાહેબ પોલીટીકલ એજંટ.

મેજર. જે. ડબલ્યુ. વાટસન સાહેબ. રાજસ્થાનીક કોર્ટના પ્રેસીડેન્ટ

મેહેરબાન એફ. એચ. આરટન સાહેબ સી. એસ. જુડીસીયલ આસીસ્ટંટ.

મેજર.સી. વોડ હાઉસ સાહેબ ફર્સ્ટ આસીસ્ટંટ પોલીટીકલ એજંટ હાલાર પ્રાંત.

મેજર એ. એમ. ફીનીપ્સ સાહેબ સેકંડ આસીસ્ટંટ પોલીટીકલ એજંટ સોરઠ પ્રાંત.

મેહેરબાન પી. એસ. વી. ફીટજીરાલ્ડ સાહેબ આ થર્ડ આસીસ્ટંટ પોલીટીકલ એજંટ ગોહેલવાડ પ્રાંત.

મેહેરબાન ટી. વાલ્સ સાહેબ આ. ફોર્થ આસીસ્ટંટ પોલીટીકલ એજંટ ઝાલાવાડ પ્રાંત.

મેહેરબાન ધનજીશા હોરમશજી સાહેબ ડેપ્યુટી આસીસ્ટંટ પોલીટીકલ એજંટ હાલાર પ્રાંત.

રાજકોટસ્ટેશન માજીસ્ટ્રેટ. જેલ સુપરીનટેન્ડેન્ટ આફીસર ધનચાર્જ ત જુરી તથા ઓપ્રયમ સુપરીનટેન્ડેન્ટએ ઓધાનું કામ પણ મેહેબાન ધનજીશા સાહેબ કરે છે.

મેહેરબાન ભગવાનદાશ પેલાભાઇ સાહેબ ડેપ્યુટી આસીસ્ટંટ પોલીટીકલ એજંટ ઝાલાવાડ પ્રાંત.

મેહેરબાન પેલાભાઇ લક્ષમીદાશ સાહેબ ડેપ્યુટી આસીસ્ટંટ પોલીટીકલ એજંટ સોરઠ પ્રાંત.

" . મગનલાલ બાપૂભાઇ સાહેબ ડેપ્યુટી આસીસ્ટંટ પોલીટીકલ એજંટ ગોહેલવાડ પ્રાંત.

## કાઠીયા વાડ

કાઠીયાવાડ ઇલાકો મુંબઇ પ્રેસીડેનશીમાં ગુજરાતની પશ્ચિમે આવેલો છે કાઠીયાવાડની ત્રણે તરફ દરીયો આવેલો છે ફકત થોડોજ ભાગ જે અમદાવાદ જીલ્લાને લગતો છે તેટલોજ જમીન સાથે સંધાયેલો છે.

આ ઇલાકાના પોલીટીકલ રીતે ચાર ભાગ કરેલા છે.

ઝાલાવાડ પ્રાંત એમાં ઝાલાવાડ તથા ઉતરે કાઠીયાવાડ આવેલો છે સોરઠ પ્રાંત એમાં સોરઠ બાબરીયાવાડ બરડો તથા દક્ષણ કાઠીયાવાડ આવેલો છે હાલાર પ્રાંતમાં હાલાર તથા મછુકાંઠો આવેલો છે અને ગોહેલવાડ પ્રાંતમાં ગોહેલવાડ ઊંડસરવીયા તથા મધ્ય કાઠીયાવાડ આવેલો છે એ રીતે ચાર વીભાગ કરેલા છે.

કાઠીયાવાડમાં એક પોલીટીકલ એજંટ સાહેબ ઇંગરેજ સરકાર તરફથી રહે છે તથા તેમના હાથ નીચે ચાર આસીસ્ટંટ પોલીટીકલ એજંટ સાહેબો તથા ચાર

ડેપ્યુટી આસીસ્ટંટ પોલીટીકલ એજંટ સાહેબો છે તે દરેક પ્રાંતમાં એક આસીસ્ટંટ પોલીટીકલ એજંટ તથા એક ડેપ્યુટી આસીસ્ટંટ, પોલીટીકલ એજંટ સાહેબ રહે છે પોલીટીકલ એજંટ સાહેબ તથા હાલાર પ્રાંતના આસીસ્ટંટ સાહેબ તથા ડેપ્યુટી સાહેબ એઓનું હેડકુવાટર રાજકોટમાં છે ઝાલાવાડના આસીસ્ટંટ સાહેબ તથા ડેપ્યુટી સાહેબનુ હેડકુવાટર વઢવાણમાં છે સોરઠના આસીસ્ટંટ સાહેબ તથા ડેપ્યુટી સાહેબનુ હેડકુવાટર માણકવાડે છે ગોહેલવાડના આસીસ્ટંટ સાહેબ તથા ડીપુટી સાહેબનુ હેડકુવાટર સોનગઢ છે એ રીતે ચાર સ્ટેશનો છે.

કાઠીયાવાડ ઈલાકામાં અમરેલી, ધારી, કોડીનાર, માણકવાડા તથા દ્વારકાંની નામેનો મુલક છે તે ગાયકવાડ સરકારનો છે અને તેટલા સારૂ બે આસીસ્ટંટ એજંટ સાહેબો કાઠીયાવાડમા રહે છે તેમાં એક અમરેલી પંચમાહાલ ખાતે તથા એક ઓખામંડળમાં રહે છે.

કાઠીયાવાડના રાજકર્તાઓમાં મુખ્ય જાત જાડેજાઝાલા ગોહેલરજપુતો છે તે શિવાય મુશલમાન જેઠવા પરમાર તથા કાઠી રાજકર્તા છે વળી સરવીયા તથા વાળા રજપૂત અને કણબીનાગર, કોલી, ચારણ, ચાવડા, અને આયર એ કોમના લોકો નાહાના નાહાના ગીરાસદાર છે.

કાઠીયાવાડના બધા તાલુકદારોના આઠ વર્ગ કરેલા છે અને તે મુજબ તેમને અખતીયાર આપેલા છે.

પેહેલી કલાશના તાલુકદારોને દીવાની કામમાં કુલ અખતીયાર છે તેમજ ફોજદારી કામમાં પણ કુલ અખતીયાર છે પણ અંગ્રેજી રઈયતને દેહાંત દંડની શીક્ષા કરવી હોય તો એજનસીને જાહેર કરી તાહાંની મંજુરીથી કરે છે.

બીજી કલાસના તાલુકદારોને દીવાની કામમાં કુલ અખતીયાર છે તેમજ ફોજદારી કામમાં પણ કુલ અખતીયાર છે પણ ઈંગ્રેજી રઈયત અથવા બીજા તાલુકાની રઈયતને દેહાંત દંડની શીક્ષા એજનસીની મંજુરીથી કરે છે.

ત્રીજી કલાશના તાલુકદારો વીશહજાર રૂપીયા સુધીના દીવાની દાવા સાંભલી શકે છે તથા ફોજદારી કામમાં સાત વરસ સુધીની ટીપની સીક્ષા તથા રૂ० ૧०००० હજાર રૂપીયા સુધી દંડ કરી શકે છે.

ચોથી કલાસના તાલુકદારો દશ હજાર રૂપીયા સુધી દીવાની દાવા સાંભળી શકે છે તથા ફોજદારી કામમા ત્રણ વરસ સુધી કેદ તથા ૫००० હજાર રૂપીયા સુધી દંડ કરી શકે છે.

પાંચમી કલાશના તાલુકદારો પાંચ હજાર સુધીના દીવાની દાવા સાંભળી શકે છે તથા ફોજદારી કામમાં બે વરસ સુધી કેદ તથા બે હજાર રૂપીયા સુધી દંડ કરી શકે છે.

છઠી કલાસના તાલુકદારો પાંચસે રૂપીયા સુધીના દીવાની દાવા સાંભળી શકે છે તથા ફોજદારી કામમાં ત્રણ માસ સુધી કેદ તથા બસેંહ રૂપીયા સુધી દંડ કરી શકેછે.

સાતમી ક્લાસના તાલુકદારોને દીવાની દાવા સાંભળવાનો અખતીયાર નથી પણ ફોજદારી કામમાં પંદર દીવસ સુધી કેદની શીક્ષા કરી શકે છે તથા પચીશ રૂપીઆ દંડ કરી શકે છે.

તે શીવાય બીજા ઘણા નાહાના નાહાના તાલુકદારો છે તેમને ફોજદારી કે દીવાની કશો સાંભળવાનો અખતીયાર નથી.

બીન અખતીયારી તાલુકાના કેશો તથા અખતીયાર વાળા તાલુકાના અખતીયાર ઉપરાંતના કેશો એજનસીના અમલદારો સાંભલે છે.

એજંનસીના અમલદારોને નીચે પ્રમાણે અખતીયાર છે પોલીટીકલ એજંટ સાહેબ તમામ આસીસ્ટંટ પોલીટીકલ એજંટ સાહેબોના તમામ ફેશલાઓ ઉપર અપીલ સાંભલે છે તથા માજીસ્ટ્રેટના અખતીયાર ઊપરાંતના તમામ ફોજદારી કામો સાંભળીને શીક્ષા કરી શકે છે પણ જો સાત વરસ ઉપરાંત કેદની શીક્ષા કરવી હોય કે દેહાંત દંડની શીક્ષા કરવી હોય તો નામદાર મુંબઇ સરકારની મંજુરીથી કરે છે.

ચાર આસીસ્ટંટ પોલીટીકલ એજંટ સાહેબો પોત પોતાના તાબાના થાણદારો તથા ડેપ્યુટી સાહેબોના દીવાની તથા ફોજદારી ઠરાવો ઉપર અપીલ સાંભલી શકે છે તેમના અખતીયાર ઉપરાંતના દીવાની તથા ફોજદારી મુળ કામો સાંભલી શકે છે ફોજદારી કામમાં ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટનો અખતીયાર છે ઝાલાવાડ પ્રાંત તથા હાલાર પ્રાંતના ડેપ્યુટી સાહેબોને ફોજદારી કામમાં ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટનો અખતીયાર છે અને બીજા ડેપ્યુટી સાહેબોને સેકંડ ક્લાસ માજીસ્ટ્રેટનો અખતીયાર છે દીવાની કામમાં બે હજાર રૂપીયા સુધીના દાવા સાંભળી શકે છે.

કાઠીયાવાડમાં ઇનસાફનું કામ એ રીતે ચાલે છે તથા ઠરાવો ઉપર નામદાર મુંબાઇ સરકારમાં તથા વીલાયત સુધી પણ અપીલો થઇ શકે છે.

પોલીટીકલ એજંટ સાહેબ આખા કાઠીયાવાડ ઇલાકામાં રાજ પ્રકરણી બંદોબસ્તની દેખરેખ રાખે છે.

---

## કાઠીઆવાડ એજન્સીના થાણદારો તથા તેમના અખતીઆરનું પત્રક.

| થાણાનું નામ. | થાણદારનું નામ. | ફોજદારી અખતીયાર. | દીવાની અખતીયાર. |
|---|---|---|---|
| ઝા | લા વા ડ | પ્રાં ત. | |
| ચોટીલા. | આ. નથુભાઇ નાહાનાભાઇ | બીજાવર્ગના માજીસ્ટ્રેટ | રૂ० ૫૦૦ |
| વઢવાણ સ્ટેશન | આ. છોટાલાલ ગીરધરલાલ | સદર | સદર |
| ભોઇકા | આ, શીવલાલ મોરારજી | ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટ | રૂ० ૨૫૦ |
| દસાડા | આ. પરમાણંદદાસ હરજીવન | બીજા વર્ગના માજીસ્ટ્રેટ | સદર |
| પાળીયાદ | મી. કલ્યાણરાય રેવાશંકર | ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટ | સદર |
| વટ | આ. દયાશંકર સુખરામ | સદર | સદર |
| ઝીંઝુવાડા | મી. સોમચાંદ વેલજી | ૧૫ દીવસ કેદ તથા રૂ૨૫ દંડ | સદર |
| સો | ર ઠ | પ્રાં ત. | |
| બગસરા | મી. કરમચંદ ખુશાલચંદ | ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટ | રૂ. ૫૦૦ |
| બાખાપાદર | આ. હરી પાંડુરંગ | ત્રીજાવર્ગના માજીસ્ટ્રેટ | ૫૦૦ |
| રફાળા | મી. જમીયતેરામ સંભુરામ | સદર | ૨૫૦ |
| હા | લા ર | પ્રાં ત, | |
| લોધીકા | મી. લાલજી કરસનજી | ત્રીજાવર્ગના માજીસ્ટ્રેટ | ૨૫૦ |
| ધરાફા | મી. સેખહુસેન ખુદાબક્ષ | સદર | ૫૦૦ |
| ગો | હે લ વા ડ | પ્રાં ત. | |
| બાબરા | મી. મોતીચંદ રાજપાળ | બીજા વર્ગન માજીસ્ટ્રેટ | ૫૦૦ |
| સોનગઢ સ્ટેશન | મી. કાળીદાસ રવીદત | ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટ | ૧૫૦ |
| ચમારડી | મી. લલુભાઇ હરીભાઇ | સદર | સદર |
| ડામ | મી. મણીલાલ કેશવલાલ | સદર | સદર |
| ચોક | મી. મણીશંકર રામેશ્વર | ૧૫ દીવસ કેદ તા. રૂ.૨૫ દંડ | સદર |

કાઠીઆવાડ પ્રાંતમાં વકીલની પરીક્ષામાં જે આસામી પાસ થયા છે તથા વકીલાત કરવાની જેઓને પરવાનગી મળેલી છે તેમના નામ નીચે પ્રમાણે છે.

મી. હોરમશજી વાડીઆ તથા મી૦ સીતારામ પંડીત એઓ બને સાહેબો મુંબાઇના બારીસ્ટર છે અને ધંધો કરવા કાઠીઆવાડ રાજકોટમાં આવી રહેલા છે. શેઠ કુંવરજી કોયાજી પણ મુંબઇ હાઇકોર્ટથી પાસ થએલ પ્લીડર છે અને તેઓ પણ સદહુ પ્રમાણે રાજકોટમાં રહે છે.

| | |
|---|---|
| ૧ •છોટાલાલ કુંવરજી | ૨ વજેશંકર નાહાનાભાઇ |
| ૩ વેણીશંકર લક્ષ્મીશંકર | ૪ મુલજી વનમાળીદાસ |
| ૫ જાદવરાય હરીશંકર | ૬ નગીનદાસ ખીજભુખણદાસ |
| ૭ ગીરજાશંકર ત્રીકમજી | ૮ શાકરલાલ સંભુનાથ |
| ૯ ગોપાલજી ભવાન | ૧૦ વીઠલ પેથા |
| ૧૧ ગોવંદજી મેઘજી | ૧૨ હરીશંકર પ્રાણજીવન |
| ૧૩ ગુલાબદાશ ખીજભુખણદાસ | ૧૪ કાલીદાશ જેઠાભાઇ |
| ૧૫ વજેશંકર રેવાશંકર | ૧૬ વાઘજી કરમસી |
| ૧૭ રામરાય બલવંતરાય | ૧૮ લાલજી પીતાંબર |
| • ૧૯ શીવજી વાલજી | ૨૦ મોતીચંદ તુલશી |
| ૨૧ રાજારામ ભાનીરામ | ૨૨ રાવજી રામજી સાવંત |
| ૨૩ નરસંગ પ્રસાદદુલભજી | ૨૪ ભવાનીદાસ નેનુમલ |
| ૨૫ દેવશંકર શીવશંકર | ૨૬ માણેકલાલ આણંદલાલ |
| ૨૭ જીવણલાલ અમરેલાલ | ૨૮ લક્ષ્મીચંદ વાલજી |
| ૨૯ નાગજી હેમરાજ | ૩૦ મોતી જસરાજ |
| ૩૧ છબીલદાશ નરભેરામ | ૩૨ પરભુ જયરાજ |
| ૩૩ રૂપજી પરજારામ | ૩૪ ઘસ્તરજી અનંતજી |
| ૩૫ માધવરાય વજેશંકર | ૩૬ સોમચંદ વેલજી • |
| ૩૭ ભગવંતરાય નરસંગરામ | ૩૮ વરધમાન મકનજી |
| ૩૯ મણીશંકર દયાળજી | ૪૦ જમીયતરામ ગોવીદરામ |
| ૪૧ માહાદેવ દેવચંદ | ૪૨ કેશવલાલ નાહાનાભાઇ |
| ૪૩ ભાણજી પ્રભુદાશ | ૪૪ પોપટ વેલજી |
| ૪૫ સંતોકરામ માધવજી | ૪૬ માધવજી એનસી |
| ૪૭ મોતીલાલ રામજી | ૪૮ ઘેલા આણંદરામ |
| ૪૯ દોલતરામ પ્રજારામ | ૫૦ હીમતરામ ઘેલાભાઇ |
| ૫૧ સુંદરજી દુરગાદાશ | ૫૨ દેવજી રવજી |
| ૫૩ રેવાશંકર મયાશંકર | ૫૪ ગુલાબરાય ભીખુંદલાલ |
| ૫૫ વીરચંદ જશરાજ | ૫૬ દુરગાશંકર પ્રાણશંકર |

૫૭ વીઠલ વેલજી
૫૮ પારમહમદ ગુલામહુશેન
૫૯ હીમતલાલ રેવાશંકર
૬૦ સેવકરામ સંતોકરામ
૬૧ તુળશી માધવજી
૬૨ લક્ષ્મીશંકર કેશવરામ
૬૩ સંકરજી શામજી
૬૪ વરદાસ ફુરમાદાસ
૬૫ દુલેરાય રામજી
૬૬ નરબદાશંકર નીત્યાનંદ
૬૭ સીવપ્રસાદ નાહાનાભાઇ
૬૮ નારાણરાવ વાસુદેવ
૬૯ પ્રાણુલાલ સ ભુલાલ
૭૦ સુખદેવરામ આદીતરામ
૭૧ જાનમેહ્યુ ડાયાસ
૭૨ નારાયણ રામચંદ્ર
૭૩ કૃપાશંકર ઊમીયાશંકર
૭૪ બદ્રીનાથ ગણપતરામ
૭૫ દયાળજી માણેકચંદ
૭૬ મોહોનલાલ નીત્યાનંદ
૭૭ જીવણજી હરીભાઇ
૭૮ મંછારામ 'રામશંકર
૭૯ કરમચંદ ખુશાલચંદ
૮૦ ઉમીયશંકર જીવણરામ
૮૧ ગીરધરલાલ અમરતલાલ
૮૨ નંદરામ સદાશીવ
૮૩ છેલશંકર નથુરામ
૮૪ ડોસા ગોપાળજી
૮૫ પરભુદાસ મોરારજી
૮૬ બાઇશંકર ખુશાલ
૮૭ મુળચંદ મોનજી
૮૮ લાધા દામોદર
૮૯ મોનમચંદ જેઠા
૯૦ માણેકલાલ ભગવાનદાસ.
૯૧ લક્ષ્મણરાવ વીઠલરાવ
૯૨ ત્રીકમરાય ઉદેશંકર
૯૩ મગ્નેશજી જેઠાભાઇ
૯૪ જગજીવંન વાશણજી
૯૫ નથુરામ નારણજી
૯૬ દામોદરદાસ ભગવાનદાસ
૯૭ મુળચંદ ચતુર
૯૮ હીમતરામ નથુભાઇ
૯૯ માણેકલાલ લાધાભાઇ
૧૦૦ ભગવાનલાલ સંપતરામ
૧૦૧ લલુભાઇ અંબાલાલ
૧૦૨ ખીમચંદ જેચંદ
૧૦૩ નરબદાશંકર લાધાભાઇ
૧૦૪ હેમચંદ દેવચંદ
૧૦૫ જીવણલાલ ફુલચંદ
૧૦૬ અમનલાલ હરીશંકર
૧૦૭ પીતાંબર માવજી
૧૦૮ હરીવલભ હરજીવન
૧૦૯ નથુપીતાંબર
૧૧૦ ચુનીલાલ ગોપાળરાવ
૧૧૧ લખમીચંદ રતનશી
૧૧૨ ગવરીશંકર દયાળજી
૧૧૩ અંબાશંકર મણીશંકર
૧૧૪ મુળચંદ હેમચંદ
૧૧૫ ગોવીંદજી માધવજી
૧૧૬ ટીસ્મીથ
૧૧૭ રણછોડદાસ નાગરદાસ
૧૧૮ કલ્યાણરાય ચત્રભુજ
૧૧૯ રામશંકર વજેશંકર
૧૨૦ મગનલાલ રણછોડલાલ
૧૨૧ નવનીધરામ દલપતરામ
૧૨૨ તલકશી હેમજી
૧૨૩ હરીદાસ જખતચંદ
૧૨૪ વેણીશંકર દયાળજી
૧૨૫ કલ્યાણરાય ચત્રભુજ
૧૨૬ ઓધવજી મેહેલાભાઇ

---

# स्वस्थान जुनागढ

આ સંસ્થાનનુ મુખ્ય શેહેર જુનાગઢ તે ગીરનારના પહાડ નીચે વશેલું છે અને ૧૮૩૫ ની શાલમાં શેરખાનબાબીએ રાજ સ્થાપન કરેલુ. અને હાલના રાજ કર્તા એમની ઓલાદના છે. ગીરનારના પહાડ ઊપર શ્રાવક લોકોનાં દેરાં છે. ત્યાં જાતરા કરવા વરશો વરસ ઘણા સંઘ ઘણે દુરથી આવેછે. જુનાગઢના હાલના રાજકરતા નવાબસાહેબ માહોબતખાનજી છે તે તા૦૮ મી અગષ્ટ સને ૧૮૫૧ શુકરવારને રોજ તખ્ત શીન થયા પાટવી કુમારે સાહેબ જાદા શ્રી બાહાદુરખાનજી ઊરફે બાપૂમીઆં સાહેબ છે તેમણે રાજકોટમાં રાજકુમારે કાલેજમાં કેલવણી લીધેલી છે.

આ સંસ્થાનને પેહેલા વર્ગનો અખતયાર છે ઇનસાફની કોરટોને માટે આ સંસ્થાનના પોતાના કાયદાઓ છે.

આ સંસ્થાનનું ખાનગી પોસ્ટખાતું છે, અને તેના પોસ્ટેજનો દર તથા ટીકટો પણ જુદીજ છે.

શીલ, માગરોળ, ચોરવાડ, વેરાવળ, સુત્રાપાડા, નવુબંદર, વર્ણીબંદર, ભેરાઇ બંદર, અને ચાચુડાબંદર એ બધા બંદરો આરબીસમુદ્રને કીનારે કાઠીયાવાડની દક્ષીણમાં આવેલા છે અને તે આ સંસ્થાનના તાબાનાં છે.

આ સંસ્થાનની પોતાની ટંકશાળ તળ જુનાગઢમાં છે તેમાં રૂપાના તથા ત્રાંબાના શીકા પાડે છે રૂપાના શીકાનું નાંમ દીવાનશાઇ કોરી કહેવાય છે અને એ સાડી ત્રણ કોરી ઇંગ્રેજી શીકાના એક રૂપીયા બરાબર ગણું કરીને ચાલે છે ત્રાંબાના શીકાને માંગરોલીયા દોકડા કહે છે તે એક કોરીના ત્રેશ ચાલે છે.

---

## સ્વસ્થાન નવાનગર.

આ સંસ્થાનનું મુખ્ય શેહેર નવાનગર (જામનગર પણ કહે છે) હાલારપ્રાંતમાં કચ્છની ખાડીના કીનારા નજીક છે હાલારના જાડેજા વંશના મુળ પુરૂષ જામરાવળ સને ૧૫૪૩ ની સાલમાં નવાનગર શેહેર વસાવેલુ છે આ સંસ્થાનના હાલના રાજ કરતા માહારાજા જામ સાહેબ શ્રી વીભાજી તા. ૨૨ ફેબરવારી સને ૧૮૫૨ રવીવારને રોજ તખત શીન થએલા છે પાટવી કુમારશ્રી છે તે દતક લીધેલા છે.

આ સંસ્થાનને પેહેલા વરગનો અખતયારછે ઇનસાફની કોરટમાં કામ ચલાવવાના પોતાના જુદાજ ધારા કરેલા છે તથા ફી લેવાનો દર પણ જુદોજ છે.

આ સંસ્થાનનું પોતનુ ખાનગી પોસ્ટ ખતુ છે અને તેમાં પોસ્ટનો દર તથા ટીકટો પણ જુદીજ છે.

ઝીંઝોડા, જોડીઆ, બેડી, બેડ, સલાયા, વાડીનાર, સીકા, સચાણા, આંબલાસ સલાયા, પીંડારા, અને જાંબા એ બંદરો કચ્છની ખાડીને કીનારે આવેલા છે અને તે આ સંસ્થાન તાબાના છે.

રાજ નવાનગરમાં આ સંસ્થાનની એક ટંકશાળ છે તેમાં સોનારૂપાના તથા ત્રાંબાના સિક્કા પાડે છે સોનાના તથા રૂપાના સીક્કાને કોરી કહે છે એક સોનાની કોરી ઈંગરેજી સિક્કાના ૮।। રૂપીયાની બરાબર થાય છે રૂપાની સાડી ત્રણ કોરી ઈંગરેજી સિક્કાના એક રૂપીયા બરાબર છે ત્રાંબાના શીકા દોકડા ઢીંગલા તથા ઢબુ થાય છે તે દોઢ દોકડાનો ઢીંગલો તથા ત્રણ દોકડાનો ઢબુ એ શિવાય અર્ધા દોકડાના ત્રાંબીયા પણ પાડે છે એવા દોકડા એક કોરીના ૨૪ ચોવીશ ચાલે છે આ ટંકશાળમા પાડેલા સિક્કાને જામસાઈ સિક્કા કહે છે.

## સંસ્થાન ભાવનગર.

આ સંસ્થાનનું મુખ્ય શેહેર ભાવનગર તે કાઠીયાવાડની પૂર્વ ખંભાતના અખાતના કીનારા ઉપર વશેલું છે આ શેહેર ગોહેલ વંશના ભાવસીંગજીએ સને ૧૭૪૩ ની શાલમાં વસાવેલું છે હાલમા આ શેહેર આખા કાઠીયાવાડમા વેપાર તથા વસ્તીમાં ચડતું છે હાલના રાજકરતા માહારાજા રાવળ શ્રી તખતસિંગજી છે તે તા૦ ૨૨ મી એપ્રીલ સને ૧૮ ૦૦ ને રોજ તેમણે રાજકોટ રાજકુમાર કાલેજમાં કેળવણી લીધેલી છે તખ્ત નસીન થએલા છે પાટવી કુમાર શ્રી ભાવસીંગજી છે.

આ સંસ્થાનને પેહેલા વર્ગનો અખતીયાર છે આ સંસ્થાનની કોરટોમાં કામ ચલાવવાના પોતાના જુદાજ ધારા કરેલા છે તથા ફી લેવાનો દર પણ જુદોજ છે.

ભાવનગર, સોદરાઈ, તળાજા, સુલતાનપોર, ઝાંઝમેર, રાજપરા, મહુવા, કથીવદર, ચાંચ, વાઘનગર, નેસ, જુનાકોડા, પીપાવાવ એ બંદરો ખંભાતના. તથા આરબી સમુદ્રના કીનારા ઉપર આવેલાં છે અને તે આ સંસ્થાનને તાબે છે.

---

## સંસ્થાન ધ્રાંગધરા

આ સંસ્થાનનું મુખ્ય શેહેર ધ્રાંગધરા તે ઝાલાવાડની ઉત્તરમાં ફલકુ નદીના કીનારા ઉપર વસેલું છે ઝાલાવંશનું રાજ સ્થાપનાર મુળ પૂરૂષ હરપાળ તે ઇશવીસનના નવમાં સેકડામાં થઇ ગયો તેના વંશના હાલના ધ્રાંગધરાના રાજ સાહેબ છે આ રાજની રાજધાની જુના વખતમાં પાટડીમાં હતી ઝાલારાજા ધરજીએ રાજ ત્યાંથી ફેરવી ધ્રાંગધરામાં સ્થાપી છે અહીના હાલના રાજ કર્તા રાજશ્રી માનસંગજી છે તે તા. ૨૮ અકટોબર સને ૧૮૫૮ રવીવારને રોજ તખ્તનશીન થયા. પાટવી કુમાર શ્રી જસવંતસીંગજી છે.

આ સંસ્થાનને પેહેલા વર્ગનો અખતીયાર છે આ સંસ્થાની કોરટોમાં કામ ચલાવવાના પોતાના જુદાજ ધારા કરેલા છે તથા ફી લેવાનો દર પણ જુદોજ છે.

આ સંસ્થાન દરીયાને લગતું નથી તેથી એમાં એક પણ બંદર નથી.

આ સંસ્થાનમાં પાણાની ખાણો છે તેમાંથી કુમળી જાતના મજબુત ઊંચી જાતના પાણા નીકળે છે તેના વાંસણો બનાવે છે તથા તે ઊપર કોરણીનું કામ સારૂં થાય છે

## સંસ્થાન મોરબી.

આ સંસ્થાનનું મુખ્ય શેહેર મોરબી છે તે મછુકાંઠાના મધ્યમાં મછુ નદીના કીનારા ઉપર વસેલુ છે એ રાજના મુળ પુરૂષ કાયાજી થઇ ગયા હાલના રાજ કરતા એના વંશના છે હાલના રાજ કરતા ઠાકોર સાહેબ વાઘજી છે તેમણે રાજકોટ રાજકુમાર કાલેજમા કેળવણી લીધેલી તે તા૦ ૧૭ ફેબરવારી સને ૧૮૭૦ શુક્રવારને રોજ તખ્ત શીન થયા છે પાટવી કુંવર શ્રી જીવાજી છે.

આ સંસ્થાનને બીજા વરગનો અખતીયાર છે આ સંસ્થાનની કોરટોનું કામ એ જનશીના ધારાને અનુસરીને ચાલે છે તથા શીના જુદા દર છે.

ફક્ત એક વવાણીયા બંદર આ સંસ્થાનમાં આવેલ છે અને આ સંસ્થાનનો બધો વેપાર તીહાંની મારફત ચાલેછે એ બંદર કછની ખાડીને કીનારે આવેલું છે

## સંસ્થાન વાંકાનેર

આ સંસ્થાનનુ મુખ્ય શેહેર વાકાનેર મછુનદીને કીનારે વસેલું છે તે સને ૧૬૦૪ મા સરતાનજીએ વસાવેલુ છે આહોના રાજ કર્તા તથા ધાગધરાના રાજ કર્તા એકજ વંશના છે આ સંસ્થાનના હાલના રાજ કરતા રાજ શ્રી બનેસીંગજી છે તે તા૦ ૯ મી જાનેવારી સને ૧૮૬૧ બુધવારને રોજ તખ્ત શીન થયા પાટવી કુમાર શ્રી ગગુભા છે.

આ સંસ્થાનને બીજા વરગનો અખતીયાર છે એને રાજસ્થાનીક ન્યાય પ્રબંધને અનુસરીને ઇનસાફનુ કામ ચાલે છે શીના જુદા ધારા છે.

---

## સંસ્થાન પાળીતાણા

આ સંસ્થાનનુ મુખ્ય શેહેર પાલીટાણા છે તે સેતરૂંજા ડુંગરની તળેટીમાં વસેલું છે સેતરૂંજા ડુંગર ઊપર સાવક લોકોના ઘણાં દેરાં છે અને એ સાવક ધર્મનુ મુખ્ય સ્થાન ગણાય છે આ રાજના મુળ પુરૂષ સાજી ગોહેલ થઇ ગએલ તેના વંશના હાલના રાજ કરતા ઠાકોરશ્રી સુરસીંગજી તા. ૧ જુન સંને ૧૮૬૦ સુકરવારને રોજ તખ્ત શીન થયા છે પાટવી કુમાર શ્રી માનશીંગજી છે.

આ સંસ્થાનને બીજા વરગનો અખતીયાર છે કોરટોમાં ઇનસાફનું કામ અવતના કાયદા જુના છે તથા શીના પણ દર જુદાજ છે.

---

## સંસ્થાન ધરોળ.

આ સંસ્થાનનું મુખ્ય સેહેર ધરોળ છે આ રાજનો મુળ પૂરૂશ જાડેજા હળધોળજી નવાનગરના રાજનો પાયો નાંખનાર જામરાવળનો ભાઇ થાય એ હળાધોળજીના વંશના હાલના રાજકતા ઠાકોર સાહેબ જેસીંગજી સને ૧૮૫૯ માં ગાદીએ બેઠા પાટવી કુંમાર શ્રી હરીસીંગજી છે.

આ સંસ્થાનને બીજા વરગનો અખતીયાર છે ઇનસાફનું કામ એજનસીના ધારાને અનુંસરીને ચાલે છે.

---

## સંસ્થાન લીંબડી.

આ સંસ્થાનનું મુખ્ય શેહેર લીંબડી ભોગાવો નદીના કીનારા ઉપર વશેલું છે. હરેપાળના નાના દીકરા માંગાજીની ઓલાદના હાલના રાજકરતા ઠાકોર સાહેબ જસવંત સીંગજી તા૦ ૩૦ મી જાનેવારી સને ૧૮૬૨ ને રોજ તખ્ત શીન થયા છે તેમણે રાજકોટ રાજકુમાર કાલેજમાં કેળવણી લીધેલી છે.

આ સંસ્થાનને બીજા વરગનો અખતીયાર છે ઇનસાફનું કામ એજનસીના ધારણ મુજબ ચાલે છે ફીનો દર જુદો છે.

---

## સંસ્થાન રાજકોટ.

આ સંસ્થાનનું મુખ્ય શેહેર રાજકોટ આજી નદીને કીનારે વશેલુ છે આ શેહેર કાઠીઆવાડના મધ્ય ભાગમાં હોવાથી અહી સરકારી એજનસી તથા લશકરી કાપ સ્થાપન કરેલ છે કાઠીયાવાડના પોલીટીકલ એજંટ સાહેબ તથા હાલાર પ્રાંતના આસીસટંટ પોલીટીકલ એજંટ સાહેબ અહી રહે છે લશકરી ખાતામાં પાયદળનું લશકર ઘોડાસ્વારનું લશકર તથા તોપખાનું રહે છે હાલના રાજ કરતા ઠાકોર સાહેબ બાવાજીરાજ તા૦ ૮ મી નવેંબર સન ૧૮૬૨ ને રોજ તખત સીન થયા છે તેમણે રાજકુમાર કાલેજમાં કેળવણી લીધેલી છે.

આ સંસ્થાનને બીજા વરગનો અખતીયાર છે ઇનસાફનુ કામ એજનસીના ધારણ મુજબ ચાલેછે તથા ફીનો દર જુદો છે.

---

## સંસ્થાન ગોંડલ ધોરાજી

આ સંસ્થાનનું મુખ્ય શેહેર ગોંડલ તે ગોંડલી નદીને કીનારે છે અહીના રાજ કરતા નવા નગરના જામસાહેબના વંશના છે તેઓ રાજકોટના ઠાકોર મેરામણજીથી ઉતરેલાછે રાજકોટથી કુંભાજી ઉતરેલ તેમના વંશના હાલના રાજકર્તા ઠાકોર સાહેબ ભગવાનશીંગજી તા૦ ર૦મી ડીસેંબર સન ૧૮૬૯ સોમવારને રોજ તખત સીન થયા છે ને નાની ઉમરના હોવાથી જાઇન્ટએડમીનીસ્ત્રેસનથી રાજકાજ ચાલે છે ઠાકોર સાહેબ હાલ રાજકોટ રાજકુમાર કાલેજમાં કેળવણી લે છે.

આ સંસ્થાનને બીજા વરગનો અખતીયાર છે ઇનસાફનું કામ એજનસીના ધારણ મુજબ ચાલે છે અને ફીનો દર જુદોજ છે.

---

## સંસ્થાન વઢવાણ.

આ સંસ્થાનનું મુખ્ય શેહેર વઢવાણ તે ભોગાવો નદીને કીનારે વસેલું છે હરપાળના વંશમાંના રાજાજી આ સંસ્થાન સ્થાપનાર મૂળ પૂરૂશ તેના વંશના હાલના રાજ કર્તા ઠાકોર સાહેબ દાજીરાજ તા૦ ૧૫ જુલાઇ સન ૧૮૭૫ ને રોજ તખત સીન થયા છે પરંતુ ઠાકોર સાહેબની નાની ઉમરને લીધે તાલુકાની તમામ સર

કારે હાથમાં સોંપેલ છે ઠાકોર સાહેબ રાજકોટ કુમાર કાલેજમાં કેળવણી લે છે

આ સંસ્થાનને બીજા વરગનો અખત્યાર છે ધનસાકનું કામ એજનસીના ધો રણ મુજબ ચાલે છે તથા ફીનો દર જુદો છે.

વઢવાણ પાસે ઝાલાવાડ પ્રાંતના આસીસ્ટંટ પોલીટીકલ એજંટ સાહેબનું સ્ટેશન છે તથા આગગાડીનું પણ સ્ટેશન બી બી. અને સી. આઇ રેલવેની શાખા વઢવાણ સુધી આવેલી છે.

---

## તાલુકે જાફરાબાદ.

આ તાલુકાનું મુખ્ય શેહેર જાફરાબાદ બાબરીઆવાડની દક્ષીણે આરબી સમુદ્રના કીનારા ઉપર વસેલુ છે આબીશીનીયાના સીદીની ઓલાદના જંજીરાના સીદી તે અહીના રાજ કરતા છે આ સીદીઓ મોગલ બાદસાહોની દરીયાઇ ફોજના સરદાર હતા તેમને મુજફરશાહા બાદશાહે સને ૧૫૭૦ માં આ તાલુકો ઇનામમાં આપેલો છે જાફરાબાદને મુજફરસાહે આબાદ કરેલુ છે તેથી તેને મુજફરાબાદ પણ કહેછે આ શેહેરનું બંદર ઘણું સારૂછે તે શિવાય બેલા, સાયલો, ચાચુડા, કાળામાદની અને વરારૂપ એ બંદરો આરબી સમુદ્રને કીનારે છે અને તે આ તાલુકાને તાબે છે.

આ તાલુકાને બીજા વરગનો અખતીયાર છે અને રાજની લગામ હાલ સરકારના હાથમા છે.

---

## સંસ્થાન પોરબંદર.

આ સંસ્થાનનુ મુખ્ય શેહેર પોરબંદર બરડાની દક્ષીણે આરબી સમુદ્રને કીનારે વસેલુ છે અને અહીનું બંદર પણ સારૂ છે અહી જેઠવા જાતના રાજા રાજ કરતા છે અને તેઓ મકરધ્વજના વંશના છે અને તેમનો રાણા સાહેબનો ઇલકાબ છે આ રાજની ગાદી પ્રથમ ધુમલીમાં હતી પણ હાલ પોરબંદરમાં છે હાલના રાજ કર્તા રાણાશ્રી વીક્રમાતજી તા૦ ૨૦ મી જુન સને ૧૮૩૧ ના રોજ તખ્ત નસીન થયા છે એમના પાટવી કુમાર માધવસંગજી ગુજરી જતાં તેમના કુમારશ્રી ભાવસંગજી હાલ પાટવી કુમાર છે.

આ સંસ્થાનને ત્રીજા વર્ગનો અખતીયાર છે તે ઉપરાંતના કામ એજનસી સાંભળી શકે છે પોરબંદર શીયાણી, નવીબંદર, માધવપોર તથા વીસાવાડુ એ બંદરો આરબી સમુદ્રને કીનારે છે તે આ સંસ્થાનના તાબાનાં છે.

આ સંસ્થાનની પોતાની ટંકશાળ છે તેમાં રૂપાના સિક્કા પાડે છે તે સિક્કાને રાણાશાઇ કોરી કહે છે તે ઇંગરેજી સિક્કાના એક રૂપીઆની લગભગ અઢી ચાલે છે.

---

## તાલુકે થાન લખતર.

આ તાલુકાનું મુખ્ય શેહેર લખતર છે ઝાલા વંશમાં હલવદની ગાદી ઉપર બેઠેલા ચંદ્રસીંગજીના કુવર અભેરાજજીને સને ૧૬૦૪ મા લખતર તાલુકો ગરાસમાં મળ્યો તેમાના વંશના હાલના રાજ કરતા ઠાકોર શ્રી કરણસીંગજી તા૦ ૧૫ જુન સને ૧૮૪૬ સોમવારને રોજ ગાદીએ બેઠા.

આ તાલુકાને ત્રીજા વરગનો અખતીઆર છે તે ઉપરાંત એજન્સી સાંભળી શકે છે ધનસાફનુ કામ એજનસીના ધોરણ મુજબ ચાલે છે અને ફીનો દર જુદો છે.

---

## તાલુકે સાયલા.

આ તાલુકાનું મુખ્ય શેહેર સાયલા છે અહીના રાજ કરતા ધ્રાંગધરાના રાજના વંશ માહેના છે હાલના રાજ કરતા ઠાકોરશ્રી કેશરીસીંગજી તા૦ ૧૮ એપ્રીલ સને ૧૮૭૭ શનીવારના રોજ ગાદીએ બેઠા પાટવી કુમાર શ્રી તખતસીંગજી છે.

આ તાલુકાને ત્રીજા વરગનો અખતીઆર છે ઉપરાંત એજનસી સાંભળી શકે છે ધનસાફનુ કામ એજનસીના ધોરણ મુજબ ચાલે છે ફીનો દર જુદો છે.

---

## તાલુકે વળા.

આ સંસ્થાનનું મુખ્ય શેહેર વળા એ ઘણું પુરાતન શેહેર છે અને જુના વખતનું તેનું નામ વલભીપુર છે અહીના ઠાકોર ભાવનગરની ગાદીએથી ઊતરેલા છે તે એવી રીતે કે ગોહેલ ભાવસંગજી જેણે ભાવનગર વસાવ્યું તેના બીજા દીકરા વસાજીને વળા તાલુકો ગરાસમાં મળ્યો તેમના વંશના હાલના રાજ કર્તા ઠાકોર શ્રી વખતસીંગજી તા૦ ૧૯ અગસ્ટ સન ૧૮૭૫ ને રોજ ગાદીએ બેઠા પરંતુ ઠાકોર શ્રી નાની ઉંમરના હોવાથી આ તાલુકો સરકારની દેખરેખ નીચે છે. ઠાકોર સાહેબ હાલ રાજકોટ કુમાર કાલેજમાં કેળવણી લે છે.

આ તાલુકાને ત્રીજા વર્ગનો અખત્યાર છે ઉપરાંત એજનસી સાંભળી શકે છે ધનસાફનું કામ એજન્સીના ધોરણ મુજબ ચાલે છે ફીનો દર જુદો છે.

---

## તાલુકે ચુડા.

આ તાલુકાનું મુખ્ય શેહેર ચુડા છે, આ રાજ સ્થાપનાર મૂળ પુરૂષ અભેસંગજી ઝાલા વંશના હતા તેમની ઓલાદના હાલના રાજ કરતા ઠાકોર શ્રી જોરાવરસીંગજી તા૦ ૨ જાનેવારી સને ૧૮૪૮ સોમવારને રોજ ગાદીએ બેઠા પાટવી કુમાર શ્રી માધવસીંગજી છે

આ તાલુકાને બીજા વરગનો અખતીયાર છે ઉપરાંત એજનસી સાંભળી શકે છે ઇનસાફનું કામ એજનસીના ધોરણ મુજબ ચાલેછે અને ફાનો દર જુદો છે.

---

તાલુકે બાટવા

આ તાલુકાનું મુખ્ય શેહેર બાટવા છે અહીના રાજકરતા જુનાગઢની ગાદીએથી ઊતરેલા છે બાટવામા ત્રણ ભાગ છે તેમાં અરધો ભાગ બાબી ખાન આ કમાલુદીનખાનજીનો છે અને બાકીના અરધામાં બાબી શેરખાનજી તથા સામતખાનજી સરખે હીસે છે બાબી કમાલુદીન ખાનજીના કુવર ગજરફખાનજી છે તેમણે રાજકોટ રાજકુમાર કાલેજમાં કેળવણી લીધેલી છે

આ તાલુકાને ત્રીજા વરગનો અખતીયાર છે તે ઉપરાંત એજનસી સાંભળી શકેછે ઇનસાફનું કામ એજનસીના ધોરણ મુજબ ચાલે છે .

---

તલુકે લાઠી

આ તાલુકાનું મુખ્ય શેહેર લાઠી છે ગોહેલવંશનું રાજ સ્થાપનાર ગોહેલ સેજકના બીજા દીકરા સારણજીને આ તાલુકો ગીરાસમાં મળેલ હતો હાલના રાજકરતા એની ઓલાદના છે ઠાકોર શ્રી બાપુભા તા૦ ૧૯ મી નવેંબર સન ૧૮૭૮ ને રોજ ગાદીએ બેઠા તેમની ઊંમર નાની હોવાના સબબથી આ તાલુકો સરકારની દેખરેખ નીચે છે.

આ તાલુકાને ચોથા વરગનો અખતીયાર છે ઉપરાંત એજનસી સાંભળી શકે છે ઇનસાફનુ કામ એજનશીના ધોરણને અનુસરીને ચાલે છે.

---

તાલુકે બજાણા

આ તાલુકાનું મુખ્ય શેહેર બજાણા છે તે કછના રણના કીનારા પર આવેલું છે અહીના રાજ કરતા સીંધમાંથી આવેલા જત લોકો છે હાલના રાજ કરતા મલેક શ્રી નસીબખાનજી તા૦ ૨૩ મી એપ્રીલ સને ૧૮૪૧ શુંકરવારને રોજ ગાદીએ બેઠા કુંવર શ્રી જીવણખાન પાટવી કુંવર છે

ચોથા વરગના અખતીયાર સુધીનાં કામ આ તાલુકાની કોરટો સાંભળી શકે છે અને ઊપરાંત એજનસી સાંભળી શકે છે ઇનસાફનું કામ એજનસીના ધોરણ મુજબ ચાલે છે,

---

## તાલુકે જશદણ

આ તાલુકાનું મુખ્ય શેહેર જસદણ તે ભાદર નદીને કીનારે આવેલું છે કાઠી તાલુકદારોમાં આ રાજ સઊથી મોટુ છે હાલના રાજકરતા ખાચર શ્રી આલા ચેલા તા૦ ૧૫ મી નવેંબર સને ૧૮૫૨ ને રોજ ગાદીએ બેઠા તેમને ઓઢાખાચર

તથા જીવાબાભાઈ એ બે કુંવરોછે.

આ તાલુકાને ત્રીજા વરગનો અખતીયાર છે તે ઉપરાંત એજનસી સાંભળી શકે છે ઇનસાફનું કામ ચલાવવાના કયદા આ તાલુકાના પોતના જુદાજ છે તથા ફીનો દર પણ જુદો છે.

---

### તાલુકે મુળી.

આ તાલુકાનુ મુખ્ય શેહેર મુળી છે અહીના રાજ કરતા પરમાર જાતના રજપુત છે તેમને આ તાલુકો સને ૧૧૫૯ ની સાલમાં પરમાર લખીરજીને મળેલો તેમના વંશના હાલના રાજ કરતા દરબાર શ્રી સુરતાનશીગજી તા૦ ૨૯ જુન સને ૧૮૭૦ ને રોજ ગાદીએ બેઠા.

આ તાલુકાને ચોથા વર્ગનો અખતીયાર છે તે ઊપરાંત એજનસી સાંભળી શકે છે ઇનસાફનુ કામ એજનશીના ધોરણ મુજબ ચાલે છે.

---

### તાલુકે ખેરડી વીરપૂર.

આ તાલુકાનુ મુખ્ય શેહેર વીરપુર છે અહીના રાજ કરતા જાડેજા રજપૂત છે અને તે નવાનગરની ગાદીએથી ઊતરેલા છે હાલના રાજ કરતા ઠાકોર શ્રી સુરાજી સં૦ ૧૯૦૨ ના અસાડવદ ૪ નેરોજ ગાદીએ બેઠા પાટવી કુમાર શ્રી હમીરસંગજી છે

ચોથા વરગના અખતીયાર સુધીના કામ આ તાલુકાની કોરટો સાભળી શકે છે અને તે ઉપરાંત એજનસી સાભળી શકે છે ઇનસાફનુ કામ એજનશીના ધોરણ મુજબ ચાલે છે.

---

### તાલુકે કોટડા સાંગાણી.

આ તાલુકાનુ મુખ્ય શેહેર કોટડા છે અહીના રાજા જાડેજા રજપૂત છે હાલના રાજ કરતા ઠાકોર આ તેમની ઊંમર નાની હોવાના સબબથી આ તાલુકો સરકારના દેખરેખ નીચે છે.

ચોથા વરગના અખતીયાર સુધીનાં કામ આ તાલુકાની કોરટો સાંભલી શકે છે તે ઊપરાંત એજનસી સાંભલી શકે છે ઇનસાફનુ કામ એજનસીના ધોરણ મુજબ ચાલે છે.

---

## તાલુકે માલીયા

આ તાલુકાનુ મુખ્ય શેહેર માલીયા તે મછુકાંઠાની ઉતરમાં મછુ નદીના કીનારા ઉપર છે અહીના રાજ કરતા જાડેજા રજપૂત છે આ શેહેરમાં મીયાણા જાતના લોકોની વસ્તી ઘણી છે હાલના રાજ કરતા ઠાકોર શ્રી મોડજી તથા પાટવી કુમાર શ્રી રાયસંગજીછે.

ચોથા વરગના અખતીયાર સુધીનાં કામ આ તાલુકાની કોરટો સાંભળી શકે છે અને તે ઉપરાંત એજનશી સાંભળી શકે છે ઇનસાફનું કામ એજનશીના ધોરણને અનુશરીને ચાલે છે.

એ રીતે પેહેલીથી તે ચોથી વરગ સુધીના બધા મળીને ૨૬ તાલુકા છે તે શિવાય પાંચમી, છઠી, તથા સાતમી વરગના અને બીન અખતીયાર વાળા મળીને કુલ ૧૬૧ તાલુકા છે તે બધા મળીને કાઠીયાવાડ ઇલાકામાં કુલ ૧૮૭ તાલુકા છે.

આ તાલુકાના અખતીયાર ઉપરાંતના ઇનસાફ એજનશીથી થાય છે તેના સગવડતાને સારૂ જુદે જુદે ઠેકાણે મળીને ૧૭ થાણા છે અને તાંહાં એક એક થાણદાર રહે છે.

---

## ઇનસાફ

કાઠીયાવાડના જુદા જુદા રાજ્યોમાં ઇનસાફ આપવાના જુદા જુદા ધારા છે કેટલાક રાજાઓએ પોતાનાજ કાયદા કરેલા છે અને કેટલાક એજનશીના ધોરણને અનુશરીને ઇનશાફનું કામ ચલાવે છે એજન્શીની ઇનસાફની કોરટો દીવાની તથા ફોજદારી ઇનસફાના કામમાં જીલ્લાના કાયદાને અનુશરીને ચાલે છે કાઠીયાવાડ એજન્શીમાં કોઇ જાતનો સ્ટાંપ ચાલતો નથી રીનસર જે જે અરજ ઉપર સ્ટાંપનો કર લાગતો હોય તે કર રોકડા પઇસાથીજ અપાય છે આ દેશમાં દસ્તાવેજો લખવા સારૂ સ્ટાંપના કાગળ વાપરતા નથી તેમજ તે કર રોકડા પઇસાથી પણ લેવાતો નથી પણ જે દસ્તાવેજો કાયદા પ્રમાણે રજીસ્ટર કરવા જોઇએ તેવા દસ્તાવેજો એજનસીના તમામ ઇનસાફદાર પોતાના દીવાની કામના અખતીયાર જેટલી કીમતના દસ્તાવેજ રજીસ્ટર કરી શકે છે અને તે ઉપર ફી લેછે થાણદાર સ્થાવર મીલકતના દસ્તાવેજ રજીસ્ટર કરી શકતા નથી દાવાની અરજીઓ ઉપર ઇનસ્ટીટયુશન ફી લેવાય છે તેનો દર એવો છે કે તકરારી બાબતની કીમત અથવા આંકડો પંદર રૂપીયાની અંદર હોય તો ફીનો એક રૂપીયા જયારે શદરહુ આંકડો અથવા કીમત પંદર રૂપીયા હોય તો એક રૂપીએ બે આના પંદર રૂપીયા ઉપરાંત સો રૂપીયા સુધી દર પાંચ રૂપીયા અથવા તેના ભાગ ઉપર છ આના સો રૂપીયા ઉપર અને હજાર રૂપીયા સુધી દર દશ રૂપીએ અથવા તેના ભાગ ઉપર બાર આના હજાર ઉપરાંત પાંચ હજાર સુધી દર સો રૂપીએ અથવા તેના ભાગ ઉપર પાંચ રૂપીયા પાંચ હજાર ઉપરાંત દશ હજાર સુધી દર અઢીસો રૂપીએ અથવા તેના ભાગ ઉપર દશ રૂપીઆ દશ હજાર ઉપરાંત વીશ હજાર સુધી દર પાંચસે રૂપીએ અથવા તેના ભાગ ઉપર પંદર રૂપીયા વીશ હજાર ઉપરાંત ત્રીશ હજાર સુધી દર હજાર રૂપીએ અથવા તેના ભાગ ઉપર વીશ રૂપીયા ત્રીશ હજાર ઉપરાંત પચાશ હજાર સુધી દર બે હજાર રૂપીએ અથવા તેના ભાગ ઉપર વીશ રૂપીયા પચાશ હજાર

ઉપરાંત દર પાંચ હજારે અથવા તેના અંશ ઉપર પચીશ રૂપીયા એ રીતે ફીના દર છે અને હરકોઇ દીવાની અરજી ઉપર અથવા અપીલની યાદ ઉપર ત્રણ હજાર રૂપીયાથી વધારે ફી લેવાતી નથી અને કબજા બાબત દાવામાં ઠરાવેલ દરથી અરધી ફી. ફેંશલો ફરી તપાસવાની અરજી ઉપર જો તે અરજી ફેંસલાની તારીખથી નેવુ દીવશમાં કરી હોય તો અરધી ફી અને નેવુ દીવશ પછી કરે તો આખી ફી લેવાય છે લગન સંબંધી હકની ફરીયાદી ઊપર ઉચડા પાંચ રૂ. ફીના લેવાય છે તથા જે બાબત પઇસામાં અડશટો બન તેમ ન હોય તેવી કામમાં દશ રૂપીયા ફીના લેવાય છે.

દીવાની કામમાં પ્રોસેસ ફી દરેક સમન નોટીસ વારંટ વગેરે ઊપર લેવાય છે તે પચીશ રૂપીયા સુધીના દાવામાં દરેક પ્રોસેસ ઉપર બે આના, રૂ. ૨૫ ઉપર ૧૦૦ સુધીના દાવામાં ચાર આના સો ઉપર પાંચસેં રૂપીયા સુધીના દાવામાં આઠ આના અને ઊપરાંત ગમે તેટલો દાવો હોય તો પણ પ્રોસેસ ફીનો એક રૂપીયો લેવાય છે.

વકીલની ફીનો દર બે હજાર સુધી સેંકડે ત્રણ ટકા પ્રમાણે ઉપરાંત દશ હજાર સુધી બે ટકા પ્રમાણે તે ઉપરાંત વીશ હજાર સુધી એક ટકા પ્રમાણે અને તે ઉપરાત અરધા ટકા પ્રમાણે ગણવાનું ધોરણ છે.

મુદતના કાયદા જીલાના કાયદાથી એટલાજ જુદા છે કે જીલાના કાયદામાં એક વરસ છે તેને બદલે બે વરસ ત્રણને બદલે પાંચ બારને બદલે અઢાર છને બદલે નવ વરસ જંગમ મીલકત ઘરેણે મુકેલ હોય ત્યાંથી છોડાવવાની ત્રીશ વરશની મુદત છે અને સ્થાવર મીલકત બાબતની ફરીયાદોની મુદત ૬૦ વરશની છે, એ રીતે કાઠીયાવાડની ઇનસાફની કોરટોનું ધોરણ છે અને જે તાલુકાઓમાં ઇનસાફ આપવાની રીત એજનસીના ધોરણ મુજબ છે ત્યાંહાં પણ એ પ્રમાણેજ ચાલે છે કાઠીયાવાડના મુદતના ધારા તથા રજીસ્ટરેશનના ધારા નીચે પ્રમાણે છે.

---

## મુદતનો ધારો

બે વરસની મુદત, દાવાનું કારણ ઊતપન થાય ત્યારથી દ્રવ્ય દંડ બાબત અથવા કોઈ કાયદો તોડવાની ગુનેહગારી બાબત ફરીયાદ, શરીરને અથવા જંગમ મીલકતને અથવા આબરૂને નુકશાન પહોચાડવા બાબત નુકશાન લેવાની ફરીયાદ, નાત જાત બાબતની ફરીયાદ, ચાકરે અથવા કારીગરે અથવા મજુરેના પગાર બાબતની ફરીયાદ, વીશીના ઘરમાં રહેવા અથવા ખાવા બાબતની ફરીયાદ

પાંચ વરસની મુદત, દાવાનું કારણ ઉતપન થાય ત્યારથી જનાવરનું અથવા વાહનનું અથવા ઘરના સામાનનું ભાડું વસુલ કરવા બાબત અથવા કાંઈ જણસ પરચુરણ રકમે વેચી હોય તેના બીજાના રૂપિયા વસુલ કરવા બાબત ફરીયાદ, પ્રમારેન અથવા જમીનના ભાડા બાબતની ફરીયાદ, કરજાઉ આપેલા રૂપીયા અથવા વ્યાજ વસુલ કરવા બાબત અથવા કાંઈ કરાર તોડવા બાબતની ફરીયાદ, કરજાઊ લેહેણું થયું હોય ત્યારથી અથવા જે કરાર તોડ્યા બાબત ફરીયાદ, કરી હોય તે કરાર પેહેલ વેહેલો તોડયો હોય ત્યારથી પાંચ વરસની મુદત ગણી તેમાં કરજાઊ લીધેના અથવા વ્યાજના રૂપીયા આપવાને લખેત બંદોબસ્ત હોય કીંવા નહોય અથવા કરાર મુખ જુબાનીનો હોય કીંવા લખેત હોય તેથી કાંઈ ફેરફાર થતો નથી.

અઢાર વરસની મુદતના દાવાનું કાર ઉતપન થાય ત્યારથી લગેશ અથવા વર્ષીય તનામાથી પહોચેલી વસીયત વસુલ કરવા બાબતની ફરીયાદ.

સ્થાવર મીલકત અથવા સ્થાવર મીલકતમા જે કાંઈ હક સંબંધ હોય તે અથવા કુટંબની ભાગીયા મીલકતમાં હીસો હોય તે લેવા બાબતની ફરીયાદ.

## ત્રીશ વરશની મુદત.

હરે કાંઈ જંગમ માલ મીલકત અનામત અથવા ઘરેણે રાખનારની ઊપર તે માલ મીલકત પાછી લેવા સારૂ ફરીયાદ, અનામત અથવા ઘરેણે મુકયાની તારીખ થી અનામત અથવા ઘરેણે મુકનારનો હક અથવા તે માલ મીલકત છોડાવવાનો તેનો હક દરમીયાન દસ્તાવેજ કરી આપીને કબુલ કરયો હોય તો તે દસ્તાવેજની તારીખથી મુદત ગણવી.

બીજી સઘળી ફરીયાદીને નવ વરસની મુદત, જે ફરીયાદો બાબત બીજી મુદત સ્પસ્ટ રીતે ઠરાવી નહી હોય તે ફરીયાદો ફરીયાદનું કારણ ઉતપન થયાની તારીખથી નવ વરસની મુદતમા કરવી.

### રજીસ્ટરેશનના ધારા.

રજીસ્ટર દસ્તાવેજો બે પ્રકારના થાય છે એક ફરજીઆતરી એટલે રજીસ્ટર કરાવવાંજ જોઈએ તેવા અને બીજા ઓપશનલ એટલે ખુશમાં આવે તો રજીસ્ટર ક

રાખે તેમ એ રીતે બે જાત છે અને તેના ફીનો દર પણ જુદો છે.

સ્થાવર મીલકતના બક્ષીસ પત્રો જે દસ્તાવેજથી સ્થાવર મીલકત ઉપર એક સો રૂપીયાની અથવા તેથી વધારે રકમની કીમતનો હક થતો હોય અથવા થવાનો હોય અથવા નાબુદ થવાનો હોય, સ્થાવર મીલકતનું ભાડું ઠરાવીને તેનો એક વરશનો અથવા વધારે મુદતનો પટો કરેલો હોય તે એવી જાતના તમામ દસ્તાવેજો રજીસ્ટર કરાવવાની ફરજ છે અને બાકીના બીજા દસ્તાવેજો ખુસીમાં આવે તો રજીસ્ટર કરાવે તેને વાસ્તે ફરજ નથી.

---

રજીસ્ટરની ફી નીચે મુજબ લેવાય છે.

| | રૂ. આ. પ. |
|---|---|
| રજીસ્ટર કરાવાની ફરજ છે તેવા દસ્તાવેજો દર ૧૦૦ શબ્દે | ૧—૦—૦ |
| ઓછામાં ઓછી ફી. — — -- | ૫—૦—૦ |
| ખુસીથી રજીસ્ટર કરાવવાના સ્થાવર મીલકતના | |
| દસ્તાવેજો ઉપર દર ૧૦૦ શબ્દે — — — | ૦—૪—૦ |
| ઓછામાં ઓછી ફી. -- -- -- | ૧—૮—૦ |
| જંગમ મીલકતના દસ્તાવેજો દર ૧૦૦ શબ્દે -- | ૦—૮—૦ |
| ઓછામાં ઓછી ફી. -- -- -- | ૧—૦—૦ |

---

## ટપાલને લગતી ખબરો.

પોસ્ટ કાર્ડ ટપાલ ખાતા તરફથી આ નવી જાતની સગવડ લોકોને તા. ૧ જુલાઈ સને ૧૮૭૯ થી કરી આપવામાં આવી છે આવા કાર્ડના ફક્ત એકજ બાજુ ઉપર લખી શકાય છે અને બીજી બાજુ કે જે તરફ ટીકીટ હોય છે તથા સુચના લખેલી હોય છે તે બાજુ ઉપર ફક્ત સરનામું લખવું જોઈએ એ કાર્ડની કીમત પા આનો છે એવી જાતના કાર્ડ વીલાયતને માટે પણ કહેલા છે તેની કીમત દોઢ આનો છે.

રજીસ્ટર કાગળો વીગેરે કાગળ, વર્તમાનપત્ર, ચોપડી અથવા નમુનાની બાંધણી ઉપર યોગ્ય સ્ટાપ કરતા ચાર આનાની વધારે સ્ટાપ ચોડવાથી રજીસ્ટર કરે છે અને પાંચ આનાનો સ્ટાપ વધારે ચોડવાથી ચીજ જેને માથે મોકલી હોય તેની પહોંચ મંગાવી આપવામાં આવે છે.

કાગળનું પોસ્ટેજ, ટીકિટ ચોડેલા કાગળોને હીંદુસ્તાનની એક ઠેકાણેથી બીજે ઠેકાણે નીચે લખેલા ભાવ પ્રમાણે લઈ જવામાં આવે છે.

| | |
|---|---|
| અરધા તોલાની અને તેની અંદરના વજન ઉપર | ૦—૦—૬ |
| અરધા તોલા ઉપર અને એક તોલાની અંદર વજન ઉપર | ૦—૧—૦ |
| એક તોલા ઉપર અને બે તોલાની અંદર | ૦—૨—૦ |

એ પ્રમાણે દર તોલે અને તેની અંદરના વજન માટે એક આનો વધુ.

---

### વર્તમાનપત્ર તથા ચોપડી ઉપરનો દર.

| | |
|---|---|
| દશ તોલા અને તેની અંદરના વજન ઉપર | ૦-૦-૬ |
| દશ તોલા ઉપર અને વીશ તોલાની અંદર | ૦-૧-૦ |

એ પ્રમાણે દર દશ તોલા અથવા તેની અંદર વજન ઉપર અરધો આનો વધુ

### નમુના (પ્યાટર્ન પોસ્ટ) નો દર.

| | |
|---|---|
| દશ તોલા અને તેની અંદરના પાકીટ ઉપર | ૦-૧-૦ |
| દશ તોલા ઉપર અને વીશ તોલાની અંદર | ૦-૨-૦ |

દર વધુ દશ તોલા અથવા તેની અંદરના વજન ઉપર એક આનો વધુ

---

### બેંગી પોસ્ટ.

| | |
|---|---|
| ચાળીશ તોલા અને તેની અંદરના વજન ઉપર | ૦-૮-૦ |
| ચાળીશ તોલા ઉપર અને એંસી તોલાની અંદર | ૦-૧૨-૦ |

એ પ્રમાણે દર વધુ ૪૦ તોલા અથવા તેના ભાગ ઉપર ૪ આના કાગળો તથા બેંગી નાટપેડ મોકલી શકાય છે પણ તેમ કરવાથી ઉપર કહેલા દરથી કાગળો ઉપર બમણું પોસ્ટેજ પડે છે.

અનસફીસીયંટ એટલે ઓછી ટીકટ લગાવેલા કાગળ ઉપર પોસ્ટેજ લેવાય છે તે જેટલી ટીકટ ઓછી હોય તે ઉપર નાટપેડના દર મુજબ લેવાય છે.

---

કાઠીયાવાડમા નીચે લખેલ ઠેકાણે પોસ્ટ આફીસો છે.

ભાવનગર અમરેલી, બાબરા, બરવાળા, ભિરાઇ, બોટાદ, દામનગર, ઢસા, ગઢડા, ગોઘા, જાફરાબાદ, કુંડલા, લાઠી, મહુવા પાલીતાણા, રાજુલા, સીહોર, સોનગઢ, તળાજા, ઉમરાળા, ઉના, વળા, બીલખા, બેટ, માળીયા, મોરબી, ટંકારા, વાકાનેર વવાણીયા આમરાણ, આરંભડા, આટકોટ, બગસરા, બાલાભા, વાગુધલી, બાટવા, ભાણવડ, ભાયાવદર, બીલખા, ચીતળ, ધારી, ધોરાજી, પરોળ, ધરાફા, દુવારકા, ગણોદ, ગોંડલ, હડીયાણા, જામનગર, જસદાણ. જેતપૂર, જોધપુર, જોડીયા, જુનાગઢ, કુંડોરણા, કેસોદ, ખંભાળીયા કોડીનાર, કોટડા, સાગાણી, કોટડાપીઠા, કુતીઆણા, લાઘોકા, માણેકવાડા, માંગરોળ, મેંદરડા, પડધરી, પોરબંદર, સલાયા, સરધાર, ઉપલેટા, વેરાવળ, વીરપૂર, વાંસાવડ, બરવાળા, વઢવાણ, કાંપ, ભોઇકા, ચોટીલા, ચુડા, ધરાંગધરા, હળવદ, લખતર, લીમડી, મુળી, નાગનેશ, પાળીયાદ, રાણપૂર, સાયલા, શીયા, થાન, ઝીંઝુવાડા, પાટડી, વઢવાણ સ્ટેટ.

એ શીવાય ઘણે ઠેકાણે રેલમશંજર કાગળ પોહેચાડે છે.

## તાર સંબંધી માહેતી.

હીંદુસ્તાનના એક ઠેકાણેથી બીજે ઠેકાણે તારનો સંદેસો મોકલાવવો હોય તો તેનો દર સાધારણ ભાષામા દર છ શબ્દોનો એક રૂપીઓ તથા ગુપ્ત ભાષામા તે ટલાજ શબ્દોના બમણા પઇસા લે છે.

કાઠીયાવાડમાં નીચે લખેલ ઠેકાણે તાર આફીસો છે રાજકોટ, ગોંડલ, ધોરાજી, જુનાગઢ, વઢવાણ, ભાવનગર, એ ઠેકાણે સરકારી તાર આફીસો છે.

આગ ગાડી વઢવાણથી વીરમગામ સુધીની બી. બી. અને સી. આઇ. રેલવે ની શાખા કાઠીયાવાડમાં આવેલી છે અને કાઠીયાવાડ સ્ટેટ રેલવે ભાવનગરથી ધોરાજી સુધી તઇયાર થાયછે વઢવાણ, લખતર, લીલાપર, સાણંદ અને વીરમગામ, એટલા રેલવેના સ્ટેસનો છે.

---

## ગાડા ભાડા વીગરેનો સરકારી દર

ચોકીયા ગાડાનુ ભાડુ બે માઇલના ત્રણ આના મુજબ

બેડીયા ગાડાનું ભાડુ બે માઇલના ત્રણ આના મુજબ.

બળદની જોડનું ભાડુ બે માઇલના ત્રણ આના મુજબ.

ઉપરનો દર ચોમાસામા એટલે તા. ૧૬ મી જુનથી તા. ૩૦ મી સપ્ટેમ્બર સુધી ત્રણ આનાને બદલે ચાર આના પ્રમાણે ગણાય છે.

બગારી લોકને દર કોસે એક આના મુજબ.

રસ્તાના ભોમીયાને દર કોસે નવ પાઇ મુજબ.

પગી અથવા રાતની ચોકીવાળાને એક રાતના ત્રણ આના

ગાડાને બાર કલાક રોકવુ પડે તો દર ગાડે આઠ આના મુજબ ભથુ અપાય છે

ગાડી ભાડુ એક રૂપીયાથી ઓછુ હીસાબે થયુ હોય તોપણ એક રૂપીયો અપાય છે અને એકનું એક ગાડુ એક મજલથી દુર લઇ જવુ નહી.

---

# પંચાંગ સને ૧૮૮૦ નો શાલનું

## માહે જાનેવારી સને ૧૮૮૦

| વાર. | તારીખ. | તીથી | પારસી રોજ. | મુસલમાની તારીખ. | સુરજ ઉગે છે. | સુરજ આથમે છે. | રીમાર્ક. |
|---|---|---|---|---|---|---|---|
| ગુરૂ | ૧ | ૪ | ૧૪ | ૧૮ | ૬-૩૫ | ૫-૩૩ | ઈંગ્રજી નવુ વરસ |
| સુકરે | ૨ | ૫ | ૧૫ | ૧૯ | ૬-૩૫ | ૫-૩૩ | |
| શની | ૩ | ૬ | ૧૬ | ૨૦ | ૬-૩૫ | ૫-૩૪ | |
| રવી | ૪ | ૭ | ૧૭ | ૨૧ | ૬-૩૬ | ૫-૩૫ | |
| શોમ | ૫ | ૮ | ૧૮ | ૨૨ | ૬-૩૬ | ૫-૩૫ | |
| મંગળ | ૬ | ૯ | ૧૯ | ૨૩ | ૬-૩૬ | ૫-૩૬ | |
| બુધ | ૭ | ૧૦ | ૨૦ | ૨૪ | ૬-૩૬ | ૫-૩૭ | |
| ગુરૂ | ૮ | ૧૧ | ૨૧ | ૨૫ | ૬-૩૭ | ૫-૩૭ | સફળા ૧૧. |
| શુકરે | ૯ | ૧૨ | ૨૨ | ૨૬ | ૬-૩૭ | ૫-૩૮ | પ્રદોષ. |
| શની | ૧૦ | ૧૩ | ૨૩ | ૨૭ | ૬-૩૭ | ૫-૩૯ | શીવરાત્ર. |
| રવી | ૧૧ | ૩૦ | ૨૪ | ૨૮ | ૬-૩૭ | ૫-૩૯ | |
| શોમ | ૧૨ | ૧ | ૨૫ | ૨૯ | ૬-૩૭ | ૫-૪૦ | મકરશંક્રાંતપોસમાસબેઠો |
| મંગળ | ૧૩ | ૨ | ૨૬ | ૩૦ | ૬-૩૭ | ૫-૪૦ | ચંદ્ર દરસન. |
| બુધ | ૧૪ | ૩ | ૨૭ | ૧ | ૬-૩૭ | ૫-૪૧ | સફર મહીનો બેઠો. |
| ગુરૂ | ૧૫ | ૪ | ૨૮ | ૨ | ૬-૩૮ | ૫-૪૨ | |
| શુકરે | ૧૬ | ૫ | ૨૯ | ૩ | ૬-૩૮ | ૫ ૪૨ | |
| શની | ૧૭ | ૬ | ૩૦ | ૪ | ૬-૩૮ | ૫-૪૩ | |
| રવી | ૧૮ | ૭ | ૧ | ૫ | ૬-૩૮ | ૫-૪૪ | માહપમા અમરદાદ બેઠો |
| શોમ | ૧૯ | ૮ | ૨ | ૬ | ૬-૩૮ | ૫-૪૪ | |
| મંગળ | ૨૦ | ૯ | ૩ | ૭ | ૬-૩૮ | ૫ ૪૫ | |
| બુધ | ૨૧ | ૧૦ | ૪ | ૮ | ૬-૩૮ | ૫-૪૬ | |
| ગુરૂ | ૨૨ | ૧૦ | ૫ | ૯ | ૬-૩૯ | ૫-૪૬ | પુત્રદા ૧૧સમાર્ત |
| શુકરે | ૨૩ | ૧૧ | ૬ | ૧૦ | ૬-૩૯ | ૫-૪૭ | ભાગ ૧૧. |
| શની | ૨૪ | ૧૨ | ૭ | ૧૧ | ૬-૩૯ | ૫-૪૭ | શનીપ્રદોશ |
| રવી | ૨૫ | ૧૩ | ૮ | ૧૨ | ૬-૩૯ | ૫ ૪૮ | |
| શોમ | ૨૬ | ૧૪ | ૯ | ૧૩ | ૬-૩૯ | ૫ ૪૯ | |
| મંગળ | ૨૭ | ૧૫ | ૧૦ | ૧૪ | ૬-૩૯ | ૫ ૪૯ | |
| બુધ | ૨૮ | ૧ | ૧૧ | ૧૫ | ૬-૩૯ | ૫-૫૦ | |
| ગુરૂ | ૨૯ | ૨ | ૧૨ | ૧૬ | ૬-૩૬ | ૫-૫૦ | |
| શુકરે | ૩૦ | ૩ | ૧૩ | ૧૭ | ૬-૩૬ | ૫-૫૧ | |
| શની | ૩૧ | ૪ | ૧૪ | ૧૮ | ૬-૩૬ | ૫ ૫૨ | |

## માહે ફેબરવારી સને ૧૮૮૦

| વાર | તારીખ. | તીથી. | પારસી રોજ. | મુસલમાની તારીખ. | સુરજ ઉગે છે. | સુરજ આથમે છે. | રીમાર્ક |
|---|---|---|---|---|---|---|---|
| રવી | ૧ | ૫ | ૧૫ | ૧૯ | ૬-૩૫ | ૫-૫[illegible] | |
| સોમ | ૨ | ૬ | ૧૬ | ૨૦ | ૬-૩૫ | ૫-૫૩ | |
| મંગળ | ૩ | ૭ | ૧૭ | ૨૧ | ૬-૩૫ | ૫-૫૩ | |
| બુધ | ૪ | ૯ | ૧૮ | ૨૨ | ૬-૩૪ | ૫-૫૪ | |
| ગુરૂ | ૫ | ૧૦ | ૧૯ | ૨૩ | ૬-૩૪ | ૫-૫૪ | |
| સુકર | ૬ | ૧૧ | ૨૦ | ૨૪ | ૬-૩૪ | ૫-૫૫ | ૧ ટર્ગાબા ૧૧ |
| શની | ૭ | ૧૨ | ૨૧ | ૨૫ | ૬-૩૩ | ૫-૫૫ | |
| રવી | ૮ | ૧૩ | ૨૨ | ૨૬ | ૬-૩૩ | ૫-૫૬ | પ્રદોષ શિવરાત્ર |
| સોમ | ૯ | ૧૪ | ૨૩ | ૨૭ | ૬-૩૩ | ૫-૫૬ | |
| મંગળ | ૧૦ | ૩૦ | ૨૪ | ૨૮ | ૬-૩૨ | ૫-૫૭ | |
| બુધ | ૧૧ | ૧ | ૨૫ | ૨૯ | ૬-૩૨ | ૫-૫૭ | ચંદ્ર દરશન મહ' બેઠા |
| ગુરૂ | ૧૨ | ૨ | ૨૬ | ૧ | ૬-૩૧ | ૫-૫૮ | રબીઆલાવલ માસ બેઠા. |
| સુકર | ૧૩ | ૩ | ૨૭ | ૨ | ૬-૩૧ | ૫-૫૮ | |
| શની | ૧૪ | ૪ | ૨૮ | ૩ | ૬-૩૦ | ૫-૫૯ | |
| રવી | ૧૫ | ૫ | ૨૯ | ૪ | ૬-૩૦ | ૫-૫૯ | |
| સોમ | ૧૬ | ૬ | ૩૦ | ૫ | ૬-૨૯ | ૬-૦ | |
| મંગળ | ૧૭ | ૭ | ૧ | ૬ | ૬-૨૮ | ૬-૦ | માહ દેહા સારે વર બેઠા |
| બુધ | ૧૮ | ૮ | ૨ | ૭ | ૬-૨૮ | ૬-૦ | |
| ગુરૂ | ૧૯ | ૯ | ૩ | ૮ | ૬-૨૭ | ૬-૧ | |
| સુકર | ૨૦ | ૧૦ | ૪ | ૯ | ૬-૨૭ | ૬-૧ | |
| શની | ૨૧ | ૧૧ | ૫ | ૧૦ | ૬-૨૬ | ૬-૨ | જયા |
| રવી | ૨૨ | ૧૨ | ૬ | ૧૧ | ૬-૨૫ | ૬-૨ | |
| સોમ | ૨૩ | ૧૩ | ૭ | ૧૨ | ૬-૨૫ | ૬-૨ | પ્રદોષ. |
| મંગળ | ૨૪ | ૧૪ | ૮ | ૧૩ | ૬-૨૪ | ૬-૩ | |
| બુધ | ૨૫ | ૧૪ | ૯ | ૧૪ | ૬-૨૩ | ૬-૩ | |
| ગુરૂ | ૨૬ | ૧ | ૧૦ | ૧૫ | ૬-૨૩ | ૬-૩ | |
| સુકર | ૨૭ | ૨ | ૧૧ | ૧૬ | ૬-૨૨ | ૬-૪ | |
| શની | ૨૮ | ૩ | ૧૨ | ૧૭ | ૬-૨૨ | ૬-૪ | |
| રવી | ૨૯ | ૪ | ૧૩ | ૧૮ | ૬-૨૧ | ૬-૪ | |

## માહે મારચ સને ૧૮૮૦.

| વાર. | તારીખ. | તીથી. | પારસી રોજ. | મુસલમાની તારીખ. | સુરજ ઉગે છે | સુરજ આથમ છે. | રીમાર્ક |
|---|---|---|---|---|---|---|---|
| શોમ | ૧ | ૫ | ૧૪ | ૧૯ | ૬-૨૧ | ૬-૪ | |
| મંગળ | ૨ | ૬ | ૧૫ | ૨૦ | ૬-૨૦ | ૬-૫ | |
| બુધ | ૩ | ૭ | ૧૬ | ૨૧ | ૬-૧૯ | ૬-૫ | |
| ગુરૂ | ૪ | ૮ | ૧૭ | ૨૨ | ૬-૧૮ | ૬-૫ | |
| સુકર | ૫ | ૯ | ૧૮ | ૨૩ | ૬-૧૮ | ૬-૬ | |
| શની | ૬ | ૧૦ | ૧૯ | ૨૪ | ૬-૧૭ | ૬-૬ | |
| રવી | ૭ | ૧૧ | ૨૦ | ૨૫ | ૬-૧૬ | ૬-૬ | વીજયા ૧૧ |
| શોમ | ૮ | ૧૨ | ૨૧ | ૨૬ | ૬-૧૫ | ૬-૬ | સોમ પ્રદોષ |
| મંગળ | ૯ | ૧૩ | ૨૨ | ૨૭ | ૬-૧૪ | ૬-૭ | માહાશીવરાત્ર. |
| બુધ | ૧૦ | ૩૦ | ૨૩ | ૨૮ | ૬-૧૪ | ૬-૭ | |
| ગુરૂ | ૧૧ | ૧ | ૨૪ | ૨૯ | ૬-૧૩ | ૬-૭ | ફાગણ માશ બેઠો |
| સુકર | ૧૨ | ૨ | ૨૫ | ૩૦ | ૬-૧૨ | ૬-૮ | ચંદ્ર દરશ |
| શની | ૧૩ | ૩ | ૨૬ | ૧ | ૬-૧૧ | ૬-૮ | રબીઉલ આખર બેઠો |
| રવી | ૧૪ | ૩ | ૨૭ | ૨ | ૬-૧૦ | ૬-૮ | |
| શોમ | ૧૫ | ૪ | ૨૮ | ૩ | ૬-૧૦ | ૬-૮ | |
| મંગળ | ૧૬ | ૫ | ૨૯ | ૪ | ૬-૯ | ૬-૯ | |
| બુધ | ૧૭ | ૬ | ૩૦ | ૫ | ૬-૮ | ૬-૯ | માહ ૭મો મેહેર બેઠો |
| ગુરૂ | ૧૮ | ૭ | ૧ | ૬ | ૬-૭ | ૬-૯ | |
| સુકર | ૧૯ | ૮ | ૨ | ૭ | ૬-૬ | ૬-૯ | |
| શની | ૨૦ | ૯ | ૩ | ૮ | ૬-૫ | ૬-૧૦ | |
| રવી | ૨૧ | ૧૦ | ૪ | ૯ | ૬-૫ | ૬-૧૦ | |
| શોમ | ૨૨ | ૧૧ | ૫ | ૧૦ | ૬-૪ | ૬-૧૦ | આમલકી ૧૧ |
| મંગળ | ૨૩ | ૧૨ | ૬ | ૧૧ | ૬-૩ | ૬-૧૦ | પ્રદોષ |
| બુધ | ૨૪ | ૧૩ | ૭ | ૧૨ | ૬-૨ | ૬-૧૧ | |
| ગુરૂ | ૨૫ | ૧૪ | ૮ | ૧૩ | ૬-૧ | ૬-૧૧ | |
| સુકર | ૨૬ | ૧૫ | ૯ | ૧૪ | ૬-૦ | ૬-૧૧ | હુતાશની |
| શની | ૨૭ | ૧ | ૧૦ | ૧૫ | ૫-૫૯ | ૬-૧૧ | |
| રવી | ૨૮ | ૨ | ૧૧ | ૧૬ | ૫-૫૮ | ૬-૧૨ | |
| શોમ | ૨૯ | ૩ | ૧૨ | ૧૭ | ૫-૫૮ | ૬-૧૨ | |
| મંગળ | ૩૦ | ૪ | ૧૩ | ૧૮ | ૫-૫૭ | ૬-૧૨ | |
| બુધ | ૩૧ | ૫ | ૧૪ | ૧૯ | | ૬-૧૨ | રંગ ૫ મી |

## માહે એપ્રીલ સને ૧૮૮૦

| વાર | તારીખ | તીથી | પારશી રોજ | મુસલમાની તારીખ | સુરજ ઉગે છે. | સુરજ આથમે છે. | રીમાર્ક. |
|---|---|---|---|---|---|---|---|
| ગુરૂ | ૧ | ૭ | ૧૫ | ૨૦ | ૫–૫૬ | ૬–૧૩ | |
| શુકર | ૨ | ૮ | ૧૬ | ૨૧ | ૫–૫૫ | ૬–૧૩ | |
| સની | ૩ | ૯ | ૧૭ | ૨૨ | ૫–૫૪ | ૬–૧૩ | |
| રવી | ૪ | ૧૦ | ૧૮ | ૨૩ | ૫–૫૩ | ૬–૧૩ | |
| સોમ | ૫ | ૧૧ | ૧૯ | ૨૪ | ૫–૫૨ | ૬–૧૪ | પાપ મોચની૧૧. |
| મંગલ | ૬ | ૧૨ | ૨૦ | ૨૫ | ૫–૫૧ | ૬–૧૪ | પ્રદોશ |
| બુધ | ૭ | ૧૩ | ૨૧ | ૨૬ | ૫–૫૦ | ૬–૧૪ | શિવ રાત્ર |
| ગુરૂ | ૮ | ૧૪ | ૨૨ | ૨૭ | ૫–૪૯ | ૬–૧૪ | |
| શુકર | ૯ | ૩૦ | ૨૩ | ૨૮ | ૫–૪૮ | ૬–૧૪ | |
| સની | ૧૦ | ૧ | ૨૪ | ૨૯ | ૫–૪૮ | ૬–૧૫ | ચૈત્રમાસ બેઠો શકે,૧૮૦૨ |
| રવી | ૧૧ | ૨ | ૨૫ | ૩૦ | ૫–૪૭ | ૬–૧૫ | ચાંદ્રદરસન |
| સોમ | ૧૨ | ૩ | ૨૬ | ૧ | ૫–૪૬ | ૬–૧૫ | જમાદીલ અવલ બેઠો. |
| મંગલ | ૧૩ | ૪ | ૨૭ | ૨ | ૫–૪૫ | ૬–૧૫ | |
| બુધ | ૧૪ | ૫ | ૨૮ | ૩ | ૫–૪૫ | ૬–૧૬ | |
| ગુરૂ | ૧૫ | ૬ | ૨૯ | ૪ | ૫–૪૪ | ૬–૧૬ | |
| શુકર | ૧૬ | ૬ | ૩૦ | ૫ | ૫–૪૩ | ૬–૧૬ | |
| સની | ૧૭ | ૭ | ૧ | ૬ | ૫–૪૨ | ૬–૧૭ | માહ ૮ મો બેઠો |
| રવી | ૧૮ | ૮ | ૨ | ૭ | ૫–૪૨ | ૬–૧૭ | |
| સોમ | ૧૯ | ૯ | ૩ | ૮ | ૫–૪૧ | ૬–૧૭ | |
| મંગલ | ૨૦ | ૧૦ | ૪ | ૯ | ૫–૪૦ | ૬–૧૭ | |
| બુધ | ૨૧ | ૧૧ | ૫ | ૧૦ | ૫–૩૯ | ૬–૧૮ | |
| ગુરૂ | ૨૨ | ૧૨ | ૬ | ૧૧ | ૫–૩૯ | ૬–૧૮ | પ્રદોશ |
| શુકર. | ૨૩ | ૧૩ | ૭ | ૧૨ | ૫–૩૮ | ૬–૧૮ | |
| સની | ૨૪ | ૧૪ | ૮ | ૧૩ | ૫–૩૭ | ૬–૧૮ | |
| રવી | ૨૫ | ૧ | ૯ | ૧૪ | ૫૫૩૭ | ૬–૧૯ | |
| સોમ | ૨૬ | ૨ | ૧૦ | ૧૫ | ૫–૩૬ | ૬–૧૯ | |
| મંગલ | ૨૭ | ૩ | ૧૧ | ૧૬ | ૫–૩૬ | ૬–૧૯ | |
| બુધ | ૨૮ | ૪ | ૧૨ | ૧૭ | ૫–૩૫ | ૬–૨૦ | |
| ગુરૂ | ૨૯ | ૫ | ૧૩ | ૧૮ | –૩૪ | ૬–૨૦ | |
| શુકર | ૩૦ | ૬ | ૧૪ | ૧૯ | ૫–૩૪ | ૬–૨૦ | |

